રજીષ્ટ

## સુચના.

મુંબાઈ ઇલાકાની ભૂગોળનું તારણ તથા ભૂગોળવિદ્યાનો મુળતત્ત્વ ભાગ ૧ લો છપાયેલ છે. પણ તેમાં કાઠિયાવાડ વિષે ઘણીજ ઝુજ હકીકત લખેલીછે તો તેથી કરીને વધારે હકીકત જાણવામાં આવે એવા કારણથી આ તારણ છપાવ્યું છે. માટે આ મારો પેહેલો પ્રયત્ન જાણી ભૂલ ચૂક હોય તો સુધારી વાંચશો અને મને સુધારવા કૃપા કરશો.

તેમજ મુંબઈ ઈલાકાની ભૂગોળનો સાર પણ ઘણાજ સુધારા વધારા સહિત છપાયેલ છે, તે જેને જોઇએ તેનણે મારી મારફતે મંગાવી લેવો, તેની કીંમત ટપાલ ખરચ સાથે રૂ ૦-૨-૯ લેવામાં આવશે. તા. ૧-૩-૮૫

લી. શા. હકમચંદ વી. ઝવેરલાલ.

રાધનપુરી બજાર

ભાવનગર.

# કાઠિયાવાડ ઈલાકાની ભૂગોળનું તારણ.

## વ્યાખ્યાઓ.

૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

૨ જે જમીનના ભાગને ફરતું ચારે તરફ પાણી હોય તેને બેટ કહે છે.

૩ જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રના ફાંટાને અખાત કહે છે.

૪ ખારાપાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

૫ મહાસાગરથી જે નાનો હોય તેને સમુદ્ર કહે છે.

૬ જમીનનો ભાગ થોડો ઊંચો હોય તેને ડુંગર કહે છે.

૭ જમીનનો ભાગ વધારે ઊંચો હોય તેને પર્વત કહે છે.

૮ જે સપાટ જમીનનો ભાગ હોય તેને મેદાન કહે છે.

૯ ચારે તરફ જમીન ને વચમાં પાણી હોય તેને સરોવર કહે છે.

૧૦ મીઠાપાણીનો પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્ર કે બીજી કોઈ જગ્યાએ મળે તેને નદી કહે છે.

૧૧ સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહે છે.

૧૨ દરિયા કાંઠે જે શહેર હોય તેને બંદર કહે છે.

૧૩ જે ગામ પાસેથી રેલવે જતી હોય અને તે ઠેકાણે

લોકો તથા માલ ચડાઉતરી થતી હોય તેને સ્ટેશન કહે છે.

૧૪ જે શહેરમાં દેશી રાજા રાજ કરતો હોય તેને સંસ્થાન કહે છે.

૧૫ જે ભાગમાં નાનાં નાનાં સંસ્થાન આવેલાં હોય તેને પ્રાંત કહે છે.

૧૬ જે સંસ્થાનો પોલિટિકાલ એજંટના તાબામાં હોય તેને ઇલાકો કહે છે.

૧૭ ઇલાકાનો જે ઉપરી અમલદાર તેને પોલિટિકલ એજંટ કહે છે.

## વર્ણન.

કાઠિયાવાડ ઇલાકો મુંબાઇ ઇલાકાની પશ્ચિમે છે. તેનું મુખ્ય શહેર રાજકોટ તેમાં પોલિટિકાલ એજંટ રહે છે.

દિશા—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જીલ્લો ને ખંભાતનુ અખાત, દક્ષિણને અગ્નીખૂણામાં અરબી સમુદ્ર, વાયવ્યખૂણામાં કચ્છી અખાત.

તે દ્વીપકલ્પ છે. તેનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું. તેના મુખ્ય ચાર વિભાગ છે. ને નાનાં દશ પ્રાંત છે.

દશ પ્રાંત—ઝાલાવાડ, ગોહિલવાડ, ઉંડસરવૈયા, બાબરીઆવાડ, કાઠિયાવાડ, સોરઠ, બરડો, હાલાર, મચ્છુકાંઠો અને ઓખામંડળ.

અખાત—બે છે. કચ્છનું ને ખંભાતનું.

સમુદ્ર—અરબીસમુદ્ર.

બેટ— દીવ, સંકોદર, પીરંમ.

રણ—કચ્છનું

જાત્રાનાં ઠેકાણાં—પાલીતાણા, જુનાગઢ, દ્વારકા, પ્રભા-

સોમનાથ, વેરાવળ, ને માધવપુર.

હવા ખાવાનાં ઠેકાણાં—બાલાચડી, ગોપનાથ, વેરાવળ ને કુડા.

છાવણીની જગ્યા—રાજકોટ, વઢવાણ, સોનગઢ ને માણેકવાડા.

બંદર—ગોઘા, ભાવનગર, ગોપનાથ, જાફ્રાબાદ, વેરાવળ, દીવ, ચોરવાડ, માંગરોળ, માધવપુર, પોરબંદર, નવુંબંદર, દ્વારકા, રૂપેણબંદર, સલાયા, નવાનગર ને જોડીઆ વગેરે.

નદીઓ—ભાદર, રામાવતી, આજી, ઉંડ, સુકભાદર, આગાવો, લીમડીનો ભોગાવો, મચ્છું, ઘેલો, શેત્રુંજી વીગેરે.

પર્વત—શેત્રુંજય, ગીરનાર, ચોટીલો, બર્ડો, વાલાકગીર કે મોરધાર, લાંબધાર ને ગીર વગેરે.

ભાવનગર ગોંડલ રેલવેનાં સ્ટેશનો—ભાવનગર, ગઢેચી, વરતેજ, શિહોર, સોનગઢ, સાણોસરા, ધોળા, ખીજડીઆ, ઢસા, લાઠી, ચિતળ, લુણીધર, કુંકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર, ધોરાજી, ઉજળવાવ, નીંગાળુ, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીંમડી, વઢવાણ, લખતર.

ચારવર્ગ.

૧ લો વર્ગ—જુનાગઢ, નવાનગર, ભાવનગર, ધ્રાંગધ્રા.

૨ જો વર્ગ—મોરબી, વાંકાનેર, પાલીતાણા, ધ્રોલ, લીમડી, રાજકોટ, વઢવાણ, જાફ્રાબાદ.

૩ જો વર્ગ—પોરબંદર, વળા, લખતર, બાટવા, જસદણ, સાયલા, ચુડા.

૪ થો વર્ગ—મુળી, લાઠી, બજાણા ને નાનાં સંસ્થાનો વીગેરે.

ઝાલાવાડ—ઝાલો કરીને રજપુત થઈ ગયો. તેપરથી આ પ્રાંતનું નામ પડ્યું. આ પ્રાંતનાં રૂમણાં વખણાય છે.

દિસા—ઉત્તરે કચ્છનું રણ. પૂર્વે અમદાવાદ જીલ્લો, દક્ષિણે કાઠિયાવાડ પ્રાંત, પશ્ચિમે મચ્છુકાંઠો.

પર્વત—ચોટીલો ઠાંગો.

નદીઓ—ભોગાવો. લીમડીનો ભોગાવો. ફલકુ, બાંભણ ને મચ્છુ. ભોગાવો નદી ચોટીલા પર્વતમાંથી નીકળી, જંબુ પાસે વહે છે. તેપર થાન, વઢવાણ, શીઆણી ને જંબુ છે.

લીમડીનો ભોગાવો નદી—ચોટીલા પર્વતમાંથી નીકળી લીમડીના થડમાં વહે છે, તેપર લીંમડીને વડોદ છે.

ફલકું નદી ઠાંગા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે તેપર ધ્રાંગધ્રા છે, બાંભણ નદી ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેપર મોથક, હળવદ ને ચરાડવું છે.

મચ્છુ નદી—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તેપર વાંકાનેર, મહિકા, મોરબી ને માળીઆ છે.

મુખ્ય શહેરો—ધ્રાંગધ્રા ફલકુ નદીપર, પહેલા વર્ગનું છે, તેમાં પથરના વાસણ તથા ઘંટી થાય છે, ત્યાં સલાટ ઘણા રહે છે, તેના રાજકર્તાને રાજસાહેબ કહે છે.

હળવદ—બાંભણ નદીપર ધ્રાંગધ્રા તાબાનું શહેર છે.

વઢવાણ—બીજા વર્ગમાં ભોગાવા નદીપર રેલવેનું સ્ટેશન છે. તેથી થોડે છેટે કાંપ છે, તેમાં ઉત્તર વિભાગનો આ૦ પોલિટિકાલ એજંટ રહે છે, તેમાં સાબુ સારો થાય છે.

લીમડી—બીજા વર્ગમાં લીમડીના ભોગાવાપર રેલવેનું સ્ટેશન છે. તેમાં સુડીઓ સારી બને છે.

શીયાણી—ભોગાવા નદીપર લીમડી દરબારનું અસલ રાજધાનીનું શેહેર છે. તેમાં સ્વામીનારાયણનાં ધર્મના લોકો ઘણા છે.

થાન—ભોગાવા નદીપર છે, તેમાં માટીના વાસણ થાય છે.

બજાણા—ચોથા વર્ગમાં મુસલમાની રાજ છે.

પાટડી—તેમાં વડાગરૂં મીઠું પાકે છે.

લખતર—ત્રીજાવર્ગમાં રેલવે સ્ટેશન છે.

ચુડા—ત્રીજાવર્ગમાં રેલવેસ્ટેશન છે.

સાયલા—ત્રીજા વર્ગમાં છે, તેમાં લાલાભગતની જગ્યા છે, તેથી તેને લોકો ભગતનું ગામ કહે છે.

ચરાડવું—બ્રાંમણ નદીપર છે.

ઝીંઝુવાડા—કચ્છના રણ પાસે છે ત્યાં પંચાસર હતું.

વાંકાનેર—બીજાવર્ગમાં મચ્છુંને કાંઠે છે, ત્યાં આગળ જડેશ્વર માહાદેવની જગ્યા છે.

મુળી—ભોગાવા નદીપર છે, તેમાં સ્વામીનારાયણનું મંદિર છે.

જંબુ—ભોગાવા નદીપર છે,

વડોદ—લીમડીના ભોગાવાપર છે.

નાનાં શેહેરો—બેરવા, મોઢવાણા, તલસાણા, તામની આ,

મહિંસી, સીથા, કુહાડવું, મોથક, રામપરૂ, લુણસર, વગેરે ઘણાં છે.

---

ગોહિલવાડ—ગોહિલ નામના રજપૂતો રહેતા હતા. તેપરથી આ પ્રાંતનું નામ પડ્યું.

દિશા—પૂર્વે ખંભાતનું અખાત, દક્ષિણે અરબી સમુદ્ર, પશ્ચિમે કાઠિયાવાડ ને ઉત્તરે અમદાવાદ જીલો.

પર્વત—શેત્રુંજય, બાલાકગીર કે મોરધાર, લાંબધાર.

નદીઓ—ભાવનગરની ખાડી, શેત્રુંજી, કેરી, ઘેલો, માલણ ને ધાતરવડી.

ભાવનગરની ખાડી—ભાવનગર પાસે થઈ ખંભાતના અખાતને મળે છે.

શેત્રુંજી—ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે તેપર ધારી, પાલીતાણાને તળાજા છે.

કેરી—મદાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેપર નીંગાળું છે.

ઘેલો—મદાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેપર ગઢડાને વળા છે.

માલણ—શેત્રુંજા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેપર મહુવા છે.

ધાતરવડી—શેત્રુંજા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેપર રાજુલા છે.

## મુખ્ય શેહરો.

ભાવનગર—પહેલાં વર્ગમાં ભાવનગરની ખાડી ઉપર મોટું બંદર છે. કાઠિયાવાડમાં ઉપજમાં, વસ્તીમાં ને વેપારમાં હાલ આ શહેર ચડિઆતું છે, રાજકર્ત્તાને રાઓળ કહે છે, તે ઉનાળામાં હાથબ હવા ખાવા પધારે છે, તેમાં [1]ફાફડા વખણાય છે ને રેલવે સ્ટેશન છે (આ રાજાએ પોતાને ખરચે રેલવે બંધાવી છે) તેમાં ઘણાં જોવા લાયક મકાનો છે, બીજું નામ ઘુતારા પાટણ કે વડવા હતું.

શિહોર—બીજું નામ શીંગપુર, ભાવનગરની અસલ રાજગાદી આ શહેરમાં હતી, તેમાં તાંબાપીતળનાં વાસણ ઘણાં સારાં બને છે. તે રેલવે સ્ટેશન છે.

સોનગઢ—રેલવેસ્ટેશન છે, તેમાં પૂર્વ વિભાગનો આ૦ પોલિટિકાલ એજંટ રહે છે, તે કુડામાં હવા ખાવા જાય છે.

વળા—ત્રીજા વર્ગમાં ઘેલા નદીપર છે, તેની પાસે અગાઉ વલભીપુર હતું.

ગોપનાથ—બંદર છે, ત્યાં હવાખાવાની જગ્યા છે.

પાલીતાણા—બીજા વર્ગમાં શેત્રુંજી—નદીપર છે. ત્યાં શેત્રુંજો પર્વત છે. તે પર શ્રાવક લોકોનાં દેરાં છે, તેથી ઘણા શ્રાવકો જાત્રા કરવા જાય છે.

---

૧ ફાફડા ચણ્યાની દાળના થાય છે, તે ઘણાંજ પહોળાં ને મોટાં થાય છે.

મોરીઆધાર—તે પાલીતાણાનું મુખ્ય શહેર છે.

કુંડલા—ભાવનગરનું મુખ્ય શહેર છે, તેમાં લોઢાના વાસણ ને ધોતીઆં બને છે. તેની પાસે સાવર ગામ છે.

લાઠી—ચોથા વર્ગમાં રેલવે સ્ટેશન છે.

મહુવા—માલણ નદી પર મોટું બંદર છે. તેનું બીજું નામ મધુમાપુરી—તેમાં નાળીયેરને શરગવાની શીંગ તથા પાન થાય છે.

ગઢડા—ઘેલા નદી પર છે. તેમાં સ્વામીનારાયણનું મંદિર છે.

સીંગાળુ—કેરી નદીપર રેલવે સ્ટેશન છે.

ગોઘા—ઈંગ્રેજ સરકારને તાબે મોટું બંદર છે. તેની પાસે વાલુકડ છે. તે પણ તેના તાબાનું છે.

કુડા—બંદર છે. તે હવા ખાવાનું ઠેકાણું છે.

તળાજા—શેત્રુંજી નદી પર છે. ત્યાં પર્વત છે. તે પર શ્રાવકોનાં દેરાં છે. તેથી ઘણા શ્રાવકો જાત્રા કરવા જાયછે.

નાનાં શહેરો—લીમડા, દામનગર, મુગલાણુ, માંડવા, મીઠાવડ, પરબડી, ખુંટવડું વગેરે.

બેટ—પીરમ ગોઘા પાસે છે.

ઊંડસરવૈયા—સરવૈયા રજપુતોના નામ પરથી આ પ્રાંતનું નામ પડ્યું,

દિશા—ચારે બાજુએ ગોહિલવાડની હદ છે.

નદીઓ—બગડ, તે શેત્રુંજા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તે પર દાઠા છે.

મુખ્ય શહેર—

દાઠા—બગડ નદીપર મોટું ગામ છે.

ચોક—તેમાં થાણદારની કચેરી છે.

નાનાં શહેર—મોણપોર ને ગણપોળ વગેરે.

બાબરીઆવાડ—

દિશા—ઉત્તરે ને પૂર્વે ગોહિલવાડ, દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે સોરઠ.

નદીઓ—ધાંતરવડી, રાવડી, રૂપેણ, ધોળાદરી.

મુખ્ય શહેરો—

જાફ્રાબાદ હબશી લોકોને તાબે મોટું બંદર છે.

રાજુલા—ધાતરવડીપર છે. તેની પાસે રાણીઓ ડુંગર છે.

નાનાં શહેર—ડુંગર, ડેડાણ, વડાલ વગેરે.

કાઠિઆવાડ—કાઠિ લોકોના નામપરથી પડ્યું છે. તેમાં કાંઓ વખણાય છે.

દિશા—પૂર્વે અમદાવાદ જીલો ને ગોહિલવાડ, ઉત્તરે હાલાર ને ઝાલાવાડ, દક્ષિણે સોરઠ ને બાબરીઆવાડ, પશ્ચિમે સોરઠ.

પર્વત—ગીર, ચોટીલો ને મદાવન.

નદીઓ—ભાદર, સુક ભાદર ને શેત્રુંજી વગેરે.

ભાદર—મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેપર જસદણ, જેતપુર, ધોરાજી, કુંતીઆણા ને નવું બંદર છે.

સુકભાદર—ચોટીલા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેપર રાણપુરને નાગનેશ છે.

મુખ્ય શહેરો—

અમરેલી—ગાયકવાડ સરકારને તાબે છે. તેમાં સુબો રહે છે.

ધારી—શેત્રુંજી નદીપર ગાયકવાડનો મહાલ છે.

માણેકવાડા—તેમાં દક્ષિણ વિભાગનો આ. પોલિટિકલ એજંટ રહે છે.

ઓતલ—જેતપુર તાબાનું રેલવેસ્ટેશન છે.

બોટાદ—ભાવનગરનો મુખ્ય મહાલછે. તે રેલવેસ્ટેશન છે.

બગસરા—તે કાઠિનું રાજ છે. તેમાં ચોફાળ વખણાય છે.

જેતપુર—ભાદર નદીપર મોટું રેલવે સ્ટેશન છે. તેમાં કાઠીનું રાજ છે.

જસદણ—બીજા વર્ગમાં ભાદરને કાંઠે ખાચરકાઠીનું રાજ છે. તેના તાબામાં હીંગોળ ગઢ છે. તેપર ઘણાસારા બંગલા છે. તેમાં તેનાં રાજકર્તા રહેછે.

પાલીઆદ—મોટું ગામ છે.

રાણપુર—સુકભાદર નદીને કાંઠે રેલવેસ્ટેશન છે. તે અંગ્રેજને તાબે છે. તેમાં પડોપાંદડીને મસાલો બને છે.

નાગનેશ—સુક ભાદરેપર છે.

છોટ લું—ચોટીલા પર્વત પાસે છે.

ગીર—તેને કેટલાક ગર પણ કહે છે. તેમાં બાકડું થાય છે. ત્યાંની હવા સારી નથી.

પાંચાળ દેશ—છાટીલા, બીમોરા, બારમભડી, મેવાસા, વગેરેની આસપાસનો મુલક છે. ત્યાંના ઘોડા વખણાય છે.

નાનાં શહેર—મેવાસા, છનીઆર, નાગલપુર, આકોટ, બાડલી, બમરાડ વગેરે.

સોરઠ—સૌરાષ્ટ્ર ઉપરથી સોરઠ નામ પડ્યું છે.

દીશા—ઉત્તરે હાલારપ્રાંત, દક્ષિણે અરબી સમુદ્ર, પ-શ્ચિમે અરબી સમુદ્ર ને બરડો પ્રાંત, પૂર્વે કાઠિઆવાડપ્રાંત ને બાબરીઆવાડ છે.

નદીઓ—ભાદર, ભ્રુગ્રાં, ઓઝાત, કાંબહીરણ, સાબલી સામન, શીંગવડો, ઈંગવડો, આબવ ને ઊબેણ.

ભાદર—કાઠીઆવાડમાં સૌથી મોટી આ નદી છે.

ઉબેણ—ગીરનાર પાસેના ડુંગરમાંથી નીકળી જૂનાગઢ-ને ગેડ બગસરા પાસે થઇ ભાદરને મળે છે. તેપર જુના-ગઢ, વંથલી, બાલાગામ ને ગેડબગસરા છે.

ઓઝાત—મેદરડા પાસે થઇ માધવપુર કને અરબી સમુદ્રને મળે છે.

આબવ—ચોરવાડ પાસે અરબી સમુદ્રને મળે છે.

ઈંગવડો—વેરાવળ પાસે અરબી સમુદ્રને મળે છે.

શીંગવડો—કોડીનાર પાસે અરબી સમુદ્રને મળે છે.

કામહરેણુ--ગીરનારમાંથી નીકળી પાટણ પાસે અરબી સમુદ્રને મળે છે.

પર્વત—ગીરનાર ને ગીર.

ગીરનાર—જુનાગઢ પાસે છે. તેપર શ્રાવકોનાં દેરાં તથા મુસલમાનનાં દેવળ છે. તેથી જાત્રા કરવા ઘણા લોકો જાય છે.

બંદર—માંગરોળ, ચોરવાડ, વેરાવળ, પટ્ટણ ને દીવ.

મુખ્ય શેહેરો.—

જુનાગઢ—પહેલા વર્ગમાં મુસલમાની રાજ છે. તેને નવાબ કહે છે. તેની પાસે ગીરનાર છે. તેથી શ્રાવક લોકો જાત્રા કરવા જાય છે.

બીલખા—જેતપુર તાબાનું ગામ છે.

બાટવા—મુસલમાની રાજ છે. તે જુનાગઢના ભાયાત છે.

માંગરોળ—મુસલમાની રાજનું મોટું બંદર છે. તેમાં સોપારી વખણાય છે.

ગેડ બગસરા—ઉબેણ નદીપર મોટું શહેર છે.

ચોરવાડ—ખાભ્રા નદીપર બંદર છે. તેમાં નાગરવેલી પાન થાય છે.

વેરાવળ—જુનાગઢ તાબાનું મોટું બંદર છે. તે હવાને માટે પ્રસિદ્ધ છે.

કોડીનાર—ગાયકવાડ સરકારને તાબે છે.

પ્રભાસપાટણ—તે જાત્રાનું ઠેકાણું છે. તેથી ઘણા લોકો જાત્રા કરવા જાય છે ને ત્યાં બાલ પંરણાવે છે.

દીવ—ફીરંગીને તાબે બેટ છે. તેમાં હલવે, ફીસના દાબડા ને ચકરડા વગેરે બને છે.

કુતીઆણા—ભાદર નદીપર છે. તેમાં ધાબળા બનેછે.

નાઘેરનો મુલક—કોડીનાર, ઉના, દેલવાડા વગેરેની આસપાસનો મુલક.

નાનાં શહેરો—વંથલી, મેંઝેવડી, મેંદરડું, ઉના, દેલવાડા, ધોધલા વગેરે.

બર્ડા પ્રાંત—બરડા પર્વતપરથી આ નામ પડ્યું છે.

દિશા—ઉત્તરે હાલાર, પૂર્વે હાલાર ને સોરઠ પશ્ચિમે આરબી સમુદ્ર, દક્ષિણે સોરઠ ને આરબી સમુદ્ર છે.

નદીઓ—ભાદર, વરતું

વરતું—બરડા પર્વતમાંથી નીકળી મીઆની પાસે આરબી સમુદ્રને મળે છે.

મુખ્ય શહેરો—

પોરબંદર—ત્રીજા વર્ગમાં મોટું બંદર છે. ત્યાંના રાણા જેઠવા રજપૂત છે.

માધવપુર—તેમાં માધવરાયની મૂર્ત્તિ છે. તેથી લોકો જાત્રા કરવા જાય છે. તે બંદર છે.

નવું બંદર—ભાદર નદીપર મોટું બંદર છે.

નાનાં શહેરો—છાંયઆ, મીઆની, કંડોરણું ને રાણાવાવ.

પર્વત—બરડો તે લાલપુર સુધી લાંબો ગયેલો છે. તેમાં પથ્થર નીકળે છે.

હાલાર—

દિશા—ઉત્તરે કચ્છી રણને અખાત. પૂર્વે મચ્છુકાંઠો ને કાઠિયાવાડ દક્ષિણે સોરઠ ને બરડો. પશ્ચિમે ઓખામંડળ.

નદીઓ—રામાવતી, ઊંડ, આજી, ગોંડલી, આપા, ઘી ને વર્તુ, વગેરે.

રામાવતી—બરડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. તેપર લાલપુર, છીંકારી ને નવાનગર છે.

ઊંડ—બરડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે તે પર જોડીઆ છે.

આજી—સરધાર પાસેના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તેપર સરધાર, રાજકોટ ને બાલંભ છે.

આપા } બંને કચ્છના અખાતને મળે છે.
ઘી }

ગોંડલી—ગોંડલ પાસે થઈ ભાદરને મળે છે. તે પર ગોંડલ છે.

મુખ્ય શહેરો—

નવાનગર—પહેલા વર્ષમાં જામ સાહેબે વસાવ્યું છે. તે બંદર છે ત્યાંના રાજકર્તાને જામ કહેછે. તેમાં કંકુ, મોતી ને બાંધણી વખણાય છે. તેને જામનગર કે નગર પણ કહેછે.

સલાયા—નવાનગર તાબે મોટું બંદર છે.

ખંભાળીઆ—નવાનગરને તાબે છે. તેની પાસે લોઢા-ની ખાણો છે.

લાલપુર } રામવંતી નદીપર છે.
છાકારી }

બાલાચડી—તે હવા ખાવાને માટે પ્રસિદ્ધ છે.

જોડીઆ—ઊંડ નદીપર નવાનગર તાબાનું ગામ છે.

બાલંબુ—આજી નદીપર છે.

સરધાર—આજી નદીપર રાજકોટ તાબાનું ગામ છે.

રાજકોટ—કાઠિયાવાડમાં સૌથી મુખ્ય છે. તેમાં પોલિ-ટિકાલ એજંટ રહે છે. ત્યાં રાજાઓના ઉતારા, બંગલા, રાજકુમાર કોલેજ, હાઈસ્કુલ વગેરે છે. તેમાં આજી નદી-નો પુલ ભાવનગર દરબારે બંધાવ્યો છે. તે જોવા લાયક છે. ત્યાંના રાજકર્તાને જાડેજા રજપૂત કહે છે.

ગોંડલ—ગોંડલી નદીપર છે. ત્યાંના ઠાકોર જાડેજા ર-જપૂત છે, તેમાં ગોળ વખાણાય છે (આ રાજાએ ધોરા-જીથી ધોળા સુધી પોતાને ખરચે રેલવે બાંધી છે.)

ધોરાજી—ભાદર નદીપર ગોંડલ તાબાનું રેલવે સ્ટેશન છે, તેમાં કપાસ લોઢવાના સંચા છે.

કાલાવડ—તેમાં શીતળામાતાનું દેવસ્થાન છે, તેથી શી-ળી નીકળેલાને ત્યાં પગે લગાડવા લઈ જાય છે.

ગોંડલ—બીજા વર્ગમાં મોટું શહેર છે.

ઢાંક—ગોંડલ તાબાનું ગામ છે.

ધ્રાફા—તેમાં થાણદારની કચેરી છે.

પડધરી—નવાનગર તાબાનું ગામ છે.

નાનાં શહેરો—બલસાણું, મેઘપુર, આમરણ, નેકનામ, રાજપરા, બાડવા, ઉપલેટું, ખીરસરૂં વીગેરે.

મચ્છુકાંઠો—મચ્છું નદી સોસરી વહેવાથી આ નામ પડ્યું છે.

દિશા—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે ઝાલાવાડ, દક્ષિણ ને પશ્ચિમે હાલાર પ્રાંત.

મોરબી—બીજા વર્ગમાં મચ્છુંને કાંઠે છે. તેમાં કાંસાના વાસણ થાય છે.

માળીઆ, ચોથા વર્ગમાં મચ્છુંને કાંઠે છે. તે મીઆણાનું કહેવાય છે.

વવાણીઆ—મોટું બંદર છે, તેમાં આગબોટ રહે છે.

નાનાં શહેરો—ટંકારૂં, ગોણપાર વગેરે.

ઓખામંડળ.—તે ઓખાના નામપરથી પડ્યું છે.

દિશા—પૂર્વે હાલાર, બાકી બધી બાજુએ અરબી સમુદ્ર છે.

નદી—ગોમતી તે દ્વારકાપાસે છે.

દ્વારકાં—ગોમતી નદીને કાંઠે ગાયકવાડ સરકારને તાબે છે. તેમાં રણછોડજીની મૂર્ત્તિ છે. તેથી લોકો જાત્રા કરવા જાય છે.

કચ્છીગઢ—કચ્છના રાવને તાબે છે.

આરંભડું—તેમાં બાવા વગેરેને હાથ ઉપર છાપ મારેછે.

રૂપેણબંદર—તે મોટું બંદરછે, ત્યાં ઘણો માલ ઉતરેછે.

નાનાં શહેરો—પોશીતરૂં, ધીણાકી, મઢી, ગોરખમઢી, વરવાળુ ને ગુરગઢ વગેરે છે.

બેટ—સહોદર.

કચ્છીગઢ સિવાય આખો ઓખામંડળ ગાયકવાડ સરકારને તાબે છે.



# ખબર.

૧ ભૂગોળનો સાર........કી. રૂ. ૦-૨-૦

[illegible] ઇલાકાની ભૂગોળનું તારણ કી. રૂ. ૦-૧-૦

આ બંને ચોપડીઓ જેઓને જોઈએ તેમણે ઓછી કીમતે તથા ટપાલ ખર્ચનો અડધો આનો મોકલી નીચે સહી કરનાર પાસેથી મંગાવી લેવી. દશ કરતાં વધારે નકલ મંગાવનારને ટપાલ ખર્ચ નહીં પડે.

[illegible] તા. ૧-૩-૮૫

(સહી) શા. હુકમચંદ વી. ઝવેરભાઈ.

ઠે. રાધનપુરી બજાર

ભાવનગર.

